# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપુત્રદા એકાદશી વ્રત



વર્ષ ૪ અંક ૧૦ પોષ સુદ ૧૧, ૨૦૬૭

**અનુક્રમણિકા**



### राग बिभास

वल्लभ दरसन पावै मेरे तन मन सुख होऊ ।

त्रिविध ताप जात जबही लीला गुन गाऊ ।। १ ।।

बिनु देखे कल न परत देखत ऊठि धाऊ ।

वृन्दावनचन्द तुमे नैन निरखि सिराऊ ।। २ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજે શ્રીગોકુલેશ પ્રભુનો મહોત્સવ, શ્રીગુસાંઈજી પ્રભુચરણનો પ્રાગટ્યોત્સવ અનેક ઉત્સાહ સાથે ઉજવ્યો. હવે ધનુર્માસ સમાપ્ત થયો અને વસંતોત્સવનું આગમન થઇ રહ્યું છે. આપણા જીવનમાં જે નવીન સંચાર થશે, તેને વર્ષ દરમ્યાન આપણે તરોતાજા રાખીએ અને શ્રીમહાપ્રભુની વાણીને યથાર્થ સ્વરૂપે અનુસરવા સંકલ્પ સેવીએ.

પ્રિય પાઠકો! માર્ગમાં અગ્રેસર થવા માટે અનન્યતા રાખવી જોઇએ. શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણે શ્રીમહાપ્રભુ કૃત ભક્તિવર્ધિની ગ્રંથમાં આજ અનન્યભાવનાને પાળવાની સ્પષ્ટ આજ્ઞા કરે છે. શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા પ્રદાન કરે છે કે જો માર્ગમાં કૃપા પ્રાપ્ત કરવી છે તો કેવળ એકજ પ્રકાર છે, જે પુષ્ટિરૂપી બીજભાવને દઢ કરે છે : **...स्वमार्गीय-स्वप्रवर्तितसाधनैः भक्तिः शुद्ध-पुष्टिमार्गीया प्रकर्षेण वृद्धा...। ...बीजभावस्वरूपं शुद्धपुष्टिमार्गीय-आचार्य-अनुग्रहपूर्वकं स्वमार्ग-प्रकारक-भगवन्निवेदन-अनन्तरं भगवद् अङ्गीकार...। ....तस्य दाढर्यं निरन्तरं तद् एकपरतया तन्मार्गस्थितिः..।**

ભક્તિનો બીજભાવ દઢ કરવા માટે તો સ્વમાર્ગીય આચાર્ય (શ્રીમહાપ્રભુ) દ્વારા પ્રવર્તિત સાધનો દ્વારા જે ભક્તિ વૃદ્ધિ થાય છે, તે આપણી શુદ્ધ-પુષ્ટિમાર્ગીય ભક્તિ છે. બીજભાવના સ્વરૂપને સમજવા માટે આટલું સ્પષ્ટ પણે જાણી લેવું જોઇએ કે શુદ્ધપુષ્ટિમાર્ગીય આચાર્ય (શ્રીમહાપ્રભુ)ના અનુગ્રહપૂર્વક (કૃપા પૂર્વક) સ્વમાર્ગ (પુષ્ટિમાર્ગ)ના પ્રકારે ભગવદ્ નામ-નિવેદન પ્રાપ્ત કર્યા બાદ ભગવદ્ અંગીકાર થાય છે, તે બીજભાવનું સ્વરૂપ છે....આ બીજભાવને દઢ રાખવા માટે નિરંતરપણે કેવળ એકપર (એક પ્રભુને સેવવું જોઇએ) રૂપે પુષ્ટિમાર્ગમાં સ્થિર સ્થિતિ પ્રાપ્ત કરવી અનિવાર્ય જ નહિં અપિતુ આવશ્યક છે.

ભક્તિવર્ધિની ગ્રંથના પ્રથમ શ્લોકની ટીકામાં સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુ આ કંઠોક્ત આજ્ઞા પ્રદાન કરે છે. તેથી આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ પણ એજ અનન્યતાને વરીને શ્રીગોકુલેશ પ્રભુમાં જ પૂર્ણ અનુરાગ રાખીએ છીએ. તેમાં કોઇ બાધ નથી.

**राग भैरव :- श्रीगोकुलेश श्रीगोकुलेश गाईऐ ।। मन वचन कर्म करि निशदिन आठौ जाम, श्रीगोकुलेश सुन्दर स्वरूप उर लाईऐ ।। १ ।। तबही होइगौ मनोरथ बहु विधि, श्रीगोकुलेशचरण निरन्तर धाईऐ ।। वल्लभदास प्रभु श्रीगोकुलेशकै दियै, यह लोक परलोक महासुख पाईऐ ।। २ ।।**

**राग कान्हरो :- जैसी साहिबी गोकुलेसकी तेसी साहिबी काहुकी नाहीं ।। जैसे पृथ्वी पर भूप भये तिनको जगति माँही कौन गने अरु देखे सुधि भूले सुरेसकी ।। १ ।। उत्तर द्दछिन पूरव पछिमतें लाखन तें लाखन चली आवे लछमी देसदेसकी ।। चतुर कहे श्रीवल्लभ राजाधिराज की जैसी राजधानी ऐसी कहा हे नरेसकी ।। २ ।।**

ભાવત્ક :- દાસ ગોપાલ અને જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૭ પોષ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૭ પોષ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જાન્યુઆરી ૧૬ ૨૦૧૧ થી જાન્યુઆરી ૨૮ ૨૦૧૧

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-પોષ સુદ | રવિ | જાન્યુઆરી-૧૬ | **શ્રીપુત્રદા એકાદશી વ્રત** |
| ૧૨-૧૩ | સોમ | ૧૭ | |
| ૧૪ | મંગળ | ૧૮ | |
| ૧૫ | બુધ | ૧૯ | માઘ સ્નાન પ્રારંભ |
| ૧-પોષ વદ | ગુરુ | ૨૦ | ગુરુ પુષ્ય સુયોગ |
| ૨ | શુક્ર | ૨૧ | |
| ૩ | શનિ | ૨૨ | |
| ૪ | રવિ | ૨૩ | |
| ૫ | સોમ | ૨૪ | |
| ૬-૭ | મંગળ | ૨૫ | |
| ૮ | બુધ | ૨૬ | |
| ૯ | ગુરુ | ૨૭ | |
| ૧૦ | શુક્ર | ૨૮ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**ભગવાન શ્રીવિષ્ણુ ભક્તિથી જ પ્રસન્ન થાય છે, બીજા કોઇપણ (સાધનથી) નહિ.**

**તે જ મુક્તિ આપનાર છે અને તેમાં (મુક્તિદાનમાં) ભક્તિ જ કારણ છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૫-૪૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

જોકે વ્યાસ ભગવાનના આ વચનોથી કમસેકમ મારે તો સમજવું જોઇએ કે એ મહાન સમર્થ અવતાર પુરૂષનું પણ જો સાંભળવામાં ન આવ્યું, ધ્યાન પર લેવામાં નથી આવ્યું તો બચારા દેવકીનન્દનની આ પિપુડીને કોણ સાંભળશે? છતાં ગાદીપતિ શ્રીગોકુલેશના સમસ્ત પરિવારની અંતર્નિષ્ઠ અંતઃકરણપૂર્વક લાગણી જાણ્યા સમજ્યા પછી પણ મને મજબૂર બનાવી દે છે કે કેમ દેવકીનન્દન કમ સે કમ પોતાના આત્મીયજનોનું-પરિવારજનોનું લૌકિક-પારલૌકિક અહિત જોઇ શક્તા નથી, વિચારી શક્તા નથી. ભગવતી ગીતામાં શ્રીપ્રભુના શબ્દોનો આધાર બનાવી : '**न हि कल्याणकृत कश्चित् दुर्गतिं तात गच्छति**' કલ્યાણના માર્ગ ભરેલું એક કદમ, ડગલું પણ નિષ્ફળ નથી થતું તેમજ અન્ય લૌકિક પ્રમાણે '**हितम् ब्रूयात् निजान् सदा**' પોતાનાઓને હંમેશા તેઓનું હિત થાય તેવું કહેવું.

હવે ટકવાપણા અને ન ટકવાપણા ના આજ સંદર્ભમાં એવું પણ વિચારી ને સ્પષ્ટ કરી લેજો કે જેમ દેહ પર્યંત કોઈપણ વસ્તુમાં ટકવાપણું નથી, તેવી જ રીતે આ દેહથી-દેહગેહ સંબંધી જે કાંઇપણ વસ્તુમાં ટકવાપણું નથી, તેવી જ રીતે આ દેહથી-દેહગેહ સંબંધી જે કાંઇપણ વાણીથી ચેષઆટા થાય છે તે વાણીમાં પણ ટકવાપણું નથી. બીજા શબ્દોમાં આપણા બધા મનુષ્યોની લૌકિક વાણી એટલે કે લૌકિક વાગ્ વ્યવહારમાં નથી કેમકે તેનો તમામ સંબંધ અને સંદર્ભ સંસાર છે અને તેથી જ આ વાણીના આધારે જેટલા કાંઇ તર્કનો પ્રયોગ કરીએ છીએ તે લૌકિક દૃષ્ટિથી તો ખૂબજ વ્યવસ્થિત અને સુસંબદ્ધ લાગે છે અને સમજાય છે પણ જે રીતે આ દેહગેહ બધું જ લાગતા ને સમજતા છતાંય પણ તમામ પ્રયત્નો પણ ખૂબજ વ્યવસ્થિત અને નિયમિત હોવા છતાં સદાય ટકી રહેતા નથી તેવી જ રીતે આ ન ટકવાવાળી બુદ્ધિ અને વાણીથી ગમે તેટલા સુવ્યવસ્થિત અને જણાતો તર્ક પણ ટકી રહેતો નથી.

હવે સમજશો કે જો તર્ક પોતે પણ ટકતો જ ન હોય તો તે તર્કથી દેખિતી રીતે જે કાંઇપણ સમજાઇ રહ્યું છે જે કાંઇપણ જણાઇ રહ્યું છે તે બધુ કેવી રીતે ટકી રહેશે? મતલબ એવો થયો, જેણે આપણે તર્ક કહીએ છીએ તે પોતે જ કેવું છે! યાને જેને આપણે તર્ક સંગત ગણતા હોઇએ તે કેવું કૃતર્કરૂપ છે? કારણકે બુદ્ધિના જે તર્કથી એવું કાંઇ ન સમજી શકાય કે જેમાં ટકવાપણું હોય તો એવી સમજથી તો ના સમજ શું ખોટી? '**नैषा मतिः तर्केण आपनेया**' નિત્ય પદાર્થનો બોધ કરાવનારી બુદ્ધિ, તર્કથી પ્રાપ્ત થતી નથી. આ કારણથી જ શ્રીમહાપ્રભુ પોતાના જીવોદ્ધારના કાર્યોનો પ્રારંભ કરતા આપણને જણાવે છે કે આપણા તમામ લૌકિક યત્ન, પ્રયત્ન, ઉપાય, સાધન અને તે સર્વનાં મૂળમાં રહેલી લૌકિક સમજ અને વાણી આપણને સત્ય કે યથાર્થનો બોધ કરાવી શક્તા નથી તેથી જ સત્ય અને યથાર્થના પરિચય માટે બીજા કોઇ પણ ઉપાય કે સાધનો સિવાય આપણી પાસે એકજ સાધન છે અને તે છે '**અલૌકિક શબ્દ**' કેમકે અલૌકિક શબ્દ રાષીમાં

જ ટકવાપણું ને નિત્યતા રહેલી છે અને તેથી જ તે નિત્યનો પરિચય પણ કરાવી શકે છે. આ નિત્યનું જ બીજું નામ '**સત્ય કે યથાર્થ**' છે.

શ્રીમહાપ્રભુ આપણને સમજાવે છે કે આ અલૌકિક શબ્દોનું બીજું નામ છે '**શાસ્ત્ર**' છે. તે અનન્ત શાસ્ત્ર સમૂહમાં પણ પ્રથમ તબક્કે ચાર મુખ્ય અને મજબુત સ્થંભનો સહારો લઇને સત્યનો પરિચય પ્રાપ્ત કરવો જોઇએ. તે ચાર સ્તંભ છે : વેદ, શ્રીમદ્ ભગવદ્ ગીતા, શ્રીવ્યાસકૃત બ્રહ્મસૂત્ર, શ્રીમદ્ ભાગવત. ટુંકમાં સ્પષ્ટ સમજી લેજો કે **લૌકિક વાણી અથવા તર્કથી સત્ય કે યથાર્થનો નિર્ણય થતો નથી, તે પછી તેનાથી ગમે તેટલું સમજાતું હોય. માત્ર અલૌકિક વાણી અને તેના નિર્દેશથી જ સત્ય કે યથાર્થનો પરિચય થાય છે પછી ભલે ને આપણને સરળતાથી તેનાથી પણ સમજાતું હોય**. દવા ખાવાથી અસર કરે છે, જાણવાથી નહિં.

તેથી જીવનમાં મન, વાણી અને દેહથી શાસ્ત્રોક્ત અર્થાત્ શાસ્ત્રમાં બતાવેલા પ્રકારે વ્યવહાર થશે તો જ જીવનમાં સાચી પ્રગતિ અને ફળ પ્રાપ્તિ થશે. '**तस्मात् शास्त्रं प्रमाणं ते कार्याऽकार्यव्यवस्थितौ। ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि।। (श्रीगीता १६.२४)**' તેથી શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ તેમાં મનુષ્યની બુદ્ધિ કે વાણી પ્રમાણ નથી પરંતુ શાસ્ત્ર જ પ્રમાણ છે. આ વાતને જાણી ને આ જગતમાં શાસ્ત્રમાં બતાવેલા પ્રકારે જ મનુષ્યએ કર્મ કરવાં જોઇએ.

શ્રીમહાપ્રભુ, શ્રીગોપીનાથ પ્રભુના, શ્રીવિઠ્ઠલનાથ પ્રભુના અને શ્રીગોકુલનાથ પ્રભુના દ્વારે આ સ્વરૂપો નિત્ય-અનિત્ય વિવેક આપી એટલો જ બોધ આપે છે અને **અનિત્ય જે ટકતું લાગે છે છતાંય નથી ટકતું અને નિત્ય જે ટકતું જણાતું નથી છતાંય તે જ ટકે છે**. આવો બોધ આપતી શ્રીઆચાર્યચરણોની અલૌકિક વાણી આપણને સમજાવે છે કે મન, વાણી અથવા દેહથી કોઇપણ ચેષ્ટાનો પ્રારંભ મંગલાચરણથી થાય છે. કેમકે શુભ વિચારેલું જ, શુભ ઉચ્ચારેલું જ, શુભ ચેષ્ટામાં ઘટિત થાય છે અને તે શુભ કરેલું જ શુભમાં ફલિત થાય છે તેથી આપણને આચાર્યવાણી સમજાવે છે કે :

**नमामि यमुनामहं सकलसिद्धि हेतुं मुदा**

**प्राप्तव्यस्यापि प्रियस्य प्रियं कुर्यात्**, અર્થાત્ જે પામવું છે કે જેને પામવું છે તેના પણ પ્રિયનું પ્રિય આચરણ કરો, મતલબ કે જેની પ્રાપ્તિ કરવી છે તેનું પણ જે પ્રિય હોય તેવી પ્રિય વ્યક્તિને જો પ્રસન્ન કરશો તો તમારું સઘળું કાર્ય સહેલું થઇ પડશે-થઇ રહેશે. જોકે કોઇપણ કાળમાં આ વાત સમજવી અઘરી નહોતી છતાંય કદાચ સો વર્ષ પહેલાં આ વાતની સમજુતી આપવી પડી હોત, પણ અત્યારે આપણે બધા જ જે પ્રકારે જીવીએ છીએ તેમાં તો બધું જ સમજેલું જ છે, કેમકે હુંએ જાણું છું અને તમેય કહી રહ્યાં છો કે 'બધુંએ લાગવગથી સહેલું થઇ જાય છે.'

....ક્રમશઃ

સંકલનઃ- શ્રીવલ્લભ નખચન્દ્ર છટામાંથી સાભાર.....



# ગોમહિમા

**(લેખક :- કાશીરામ કરસનજી શાસ્ત્રી)**

ગાય માતાનો મહિમા તમામ સનાતન વેદ ધર્મનાં શાસ્ત્રોમાં એક સરખી રીતે પ્રકાશી રહ્યો છે. તેમ '**ધેનુ**' '**दधातीति धेनुः**' જગતને ધારણ કરે છે અને તમામનું પોષણ કરે છે, એવું જેનું નામ સર્વને સુવિદિત છે. એટલું જ નહિ પણ તે નામ યથાર્થ છે. આ વાત પણ સૂક્ષ્મ વિચાર કરતાં દરેક સુજ્ઞ દૈવી સમ્પત્તિને સુદૃઢ થયા વિના રહેશે નહિ. શુકલ યજુર્વેદના પ્રથમ અધ્યાયના પહેલાં ના પ્રથમ મંત્રમાં ગાયોનું ગૌરવ કેટલું છે ? તે જણાવવા પ્રથમ અનુજ્ઞા ચાહું છું.

આ અનુજ્ઞામાં બે અધ્યાયો દર્શ અને પૂર્ણમાસ નામના યજ્ઞોના અનુષ્ઠાનને સિદ્ધ કરનારા છે. આચાર્ય પલાશ (ખાખરો) અથવા શમી (ખીજડી)ની શાખાને છેદન કરતાં કહે છે કે :- '**(हे शाखे) इषे (अन्नाय वृष्ट्यै) त्वा (छिनद्मि)** હે શાખા ! અન્ન માટે એટલે વૃષ્ટિ માટે તને કાપું છું.' એમ કાપી શાખાને નમાવી કહે છે કે : '**त्वा ऊर्ज्जे (बलाय-प्राणनाय-व्रीह्यादेर्धान्यस्य क्षीरादेश्च सेचनस्योत्पत्त्यर्थं वा सन्नमयामि)** હે શાખા ! બળ, પ્રાણ, વ્રીહિ વગેરે ધાન્ય, અને ક્ષીર (દુધ) વગેરે રસ પદાર્થની ઉત્પત્તિને માટે તને નમાવું છું.' ત્યાર પછી માતા એવી ગાયો સાથે વત્સોને એકત્ર કરીને શાખાથી વત્સોને સ્પર્શ કરી કહે છે કે - **(हे वत्सा वायवः स्थ)** હે વત્સો ! તમે વાયુરૂપ છો એટલે વાયુ જેમ મલયુક્ત જલ વગેરેથી દૂષિત ભૂમિને પોતાની ગતિથી પવિત્ર કરે છે, તેમ તમે પણ ગોમય મૂત્ર, રજથી ભૂમિને પવિત્ર કરો છો. '**वा**' '**गति गन्धनयोः**' **वान्ति इति वायवः** વાય છે, ગતિ કરે છે માટે **वायवः** એમ કહેવાય છે.

આથી એમ સિદ્ધ થાય છે કે વેદનારાયણ પણ ગોવત્સનું કેટલું ગૌરવ સિદ્ધ કરે છે, એ સુજ્ઞોએ વિચારવાનું છે. એમ જણાવ્યા બાદ ગાયોમાંથી એક ગાયને અલગ કરી તમામ ગાયોને ઉદ્દેશીને કહે છે કે :- **हे वत्समातरः! देवः सविता वः प्रार्पयतु (प्रभूततृणोपेतं वनं गमयतु)** હે વત્સોની માતાઓ ! પ્રકાશમાન પરમેશ્વર તમોને ઘણાં ઘાસયુક્ત વનને પ્રાપ્ત કરો. **(यूयं) श्रेष्ठतमाय कर्मणे इन्द्राय भागं आप्यावध्वम्** તમે શ્રેષ્ઠતમ (યજ્ઞરૂપ) કર્મને માટે ઇન્દ્ર દેવ માટે ભાગને સર્વ તરફથી વધારો. '**अध्न्याः प्रजावतीः अनमीवाः अयक्ष्माः वः (युष्मान्) स्तेन मा ईशत अघशंतः मा ईशत**' હે અહિંસ્ય ! (ધેનુઓ !) પ્રજાવાલી વ્યાધિરહિત પ્રબળ રોગથી મુક્ત એવી તમારા ઉપર ચોરની સત્તા ન ચાલો, હિંસકની સત્તા ન ચાલો, અને **अस्मिन् गोपतौ बह्वीः ध्रुवाः स्यात** આ યજમાનને ત્યાં તમે ઘણી નિશ્ચલ થાઓ. પછી શાખાને કહે છે કે **(हे शाखे) यजमानस्य पशून् पाहि.** (હે શાખા) તું યજમાનની ગાયોની રક્ષા કર.

આ યજુર્વેદ અનુજ્ઞામાં ગાયોને અહિંસ્ય કહેલ છે, તેમ શાખાધિષ્ઠાત્રી દેવતાને પણ ગાયોની રક્ષાનો સ્પષ્ટ ઉદ્દેશ છે, અને સ્મૃતિઓમાં પણ ગાયોનું ગૌરવ અનેક સ્થળે આલેખવામાં આવેલ છે. તે તમામ બાબતોનો સાર ખેંચી નીચે મુજબ સંસ્કૃત નૂતન પદ્યો દ્વારા વિવેચન સાથે ગોમહિમાનું ગૌરવ યથામતિ નિવેદન કરવા અનુજ્ઞા યાચું છું.

**गीतयः**

**मुदा तृणानिः चरन्त्यः स्यन्दन्ते सौधसं पयो मधुरम् ।**

**सौरभवंशसुजाता जयन्ति गोविन्दवल्लभा गावः ।।१ ।।**

જે ગોમાતાઓ આનન્દથી ઘાસને ચરે છે અને પોતાના આઉમાંથી મધુર દૂધને સ્રવે છે, સુરભિ (કામદુર્ધા)ના વંશમાં ઉત્તમ રીતે જન્મ પામેલી શ્રીગોવિન્દની વલ્લભ (વ્હાલી) ગાયો સદા વિજય પામે છે. તાત્પર્ય કે ઘાસ જેવા પદાર્થનું ભક્ષણ કરી અમૃતતુલ્ય મધુર દૂધને સ્રવે છે, તેઓ શ્રીગોવિન્દને પ્રિય છે. (**इन्द्रं न रत्वाभिषेक्ष्यामि, इति वदनाद् 'गोविन्दाये'ति निगमादस्य पदस्य सिद्धिः। 'गोविन्द इति चाभ्यघात्' इति सुबोधिनीकारिका स्कन्ध १ अध्याय ८ श्लोक २१.**) આ ગાયોના વિજયમાં સર્વ જગતનો વિજય છે. ૧

**गोमयमूत्ररजांसि वन्द्यैर्वन्द्यानि देवि पुण्यानि ।**

**वृन्दारकवृन्दानां मन्दिरभूतं वपुश्च ते वन्दे ।। २ ।।**

હે દેવી! ગો માતા! વન્દ્ય મહાત્માઓથી પણ વન્દનીય, પવિત્ર, આપનાં ગોમય, મૂત્ર, રજોને તથા તમામ દેવગણના નિવાસસ્થાનરૂપ આપના વપુ (શરીરને વન્દન કરૂં છું. (**वं कल्याणं पुष्णातीति वपुः** કલ્યાણનું પોષણ કરનાર) આ વાત માટે ધર્મશાસ્ત્રોમાં અનેક પ્રમાણો છે. તેથી એક ગોમાતાને વન્દન કરવામાં શ્રીગોવિન્દની વિભૂતિરૂપ અનેક દેવતાઓ અને શ્રીગોવિન્દને નમન પહોંચી શકે છે. ૨

**जीवन्त्या दधिदुग्धे घृतं जनः स्यादतस्तवाश्नाति ।**

**गतसत्त्वाया मातर्श्चर्माप्युपकारकारकं भवति ।। ३ ।।**

એમ શૂક્ષ્મમાં શ્રીગોમાતાનું પારમાર્થિક સ્વરૂપ જણાવી, હવે ૩-૪-૫ એમ ત્રણ પદ્યોથી ગોમાતાનો પ્રત્યક્ષ દેખાતો ઉપકાર જણાવવામાં આવે છે. હે ગોમાતા! તમો જ્યારે જીવનદશામાં વર્તો છો ત્યારે તમારાં દહિં, દૂધ અને ઘૃતને મનુષ્ય સ્વાદપૂર્વક જમે છે, અને જ્યારે આપ આ લોકનો ત્યાત કરો છો ત્યારે તમારૂં ચર્મ પણ (કોશ, ઉપાનહરૂપે) ઉપકાર કરનાર થાય છે. ૩

**तव वत्सा धौरेया वहन्ति नित्यं सभारशकटानी ।**

**शीतातपवर्षाभिर्निपीडिता अप्यनेकजनसुखदाः ।। ४ ।।**

એટલું જ નહિ, પણ ધોંસરી ઉઠાવવામાં સમર્થ એવા તમારા વત્સો ભાર સહિત ગાડાઓને હંમેશા વહન કર્યા કરે છે. શીત, તાપ અને વર્ષાદિથી પોતે પીડા પામે છે તો પણ બીજાં અનેક મનુષ્યોને સુખનું દાન કરે છે. ૪

**कृषिरखिला तदधीना कृष्याधीनन्तु जीवनं जगतः ।**

**धान्यरसौघा विविधा यतः सुवासांसि वैभवा भोगाः ।। ५ ।।**

ટુંકમાં કહીએ તો આખી કૃષિ (ખેડ) તે તમારા પુત્ર વૃષણોને આધીન છે, અને આખા જગતનું જીવન કૃષિને આધીન છે, એટલે કે ખેડથી વિવિધ પ્રકારનાં ધાન્યો, રસો (ગુડ શર્કરા વગેરે)ના સમૂહો, સુન્દર વસ્ત્રો અને ભોગો મનુષ્યોને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે આખું જગત્ તમારા જ પ્રતાપથી અનેક પ્રકારનાં સુખો અને વૈભવો ભોગવે છે. ૫

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૧૨ કારતક ૧૯૭૫માંથી સાભાર ।।*





# શ્રીહરિરાય વાઙ્‌મુક્તાવલી

## ।। પ્રભુપ્રાદુર્ભાવવિચારઃ ।।

(અનુવાદક-વિવેચક :- ચિમનલાલ હરિશંકર શાસ્ત્રી)

...ગતાંકથી આગળ

### નન્દગૃહે પુરુષોત્તમ પ્રાગટ્ય

**नन्दगृहे पुरूषोत्तम-आविर्भावप्रमाणं तु योगमायाज्ञापनम्। तत्र तत्प्रादुर्भावश्च मायाप्रादुर्भावेन (ज्ञापयते), तस्या भगवदावरणरूपत्वेन आव्रियमाणरूपसहित्वात्, अन्यथा सा कस्यावरणं स्यात्। भिन्नतया तत्स्थितिस्तु न घटेत, मूलरूपशक्तित्वात्। नहि क्वापि शक्तिः शक्तिमन्तमपहाय तिष्ठति। वस्तुतस्तु 'प्रकाशाश्रयवद् वा तेजस्वा'दितिन्यायेन शक्तिशक्तिमतोरभेद एवेति स्वाभेदेन स्थितिसम्भावना। मायायाः शक्तित्वं तु 'श्रियापुष्ट्ये'ति वाक्येन निश्चियते। अत एवोक्तमाचार्यैर्निबन्धे 'माया कृष्णस्ये'ति। एतदभि सन्धायैवोक्तं 'मायायैव रूपान्तरमिति। मायानिरूपेणे-नैव तस्योत्पत्तिर्निरूपिते'ति।**

**एतदर्थस्तु नन्दगृहे मायानिरूपणेन तत्प्रादुर्भावनिरूपणेन तस्य केवल पुरूषोत्तमस्य तया व्रियमाणस्य तदुत्पत्त्या उत्पत्तिर्निरूपितेति। अत एव पृथ्थक्तदुत्पत्तिज्ञानाभावः सर्वेषाम्। व्रजस्थानामेव तज्ज्ञानम्। अत एव (तैः) सर्वैस्तथोत्सवकरणम्।**

**નન્દરાયજીના ઘર શ્રીપુરુષોત્તમ પ્રાગટ્ય** :- નન્દરાયજીના ઘર પુરુષોત્તમના પ્રાગટ્યમાં પ્રમાણ યોગમાયા છે. યોગમાયાના પ્રાદુર્ભાવથી ભગવાનનો પ્રાદુર્ભાવ સિદ્ધ થાય છે. માયા ભગવદ્ આવરણરૂપ છે. આવરણ પ્રગટ થાય ત્યાં આવરણવાળા ભગવાન પણ પ્રગટ હોય છે જ; નહિ તો માયા કોનું આવરણ થાય? માયાની ભગવાનની જુદી સ્થિતિ તો સંભવે જ નહિ. માયા એ મૂલરૂપ શક્તિ છે. ક્યાંયે પણ શક્તિ શક્તિમાનને છોડી રહી શકે નહિ. આ હકીકત '**प्रकाशाश्रयवद् वा तेजस्त्वात्**' એ સૂત્રમાં સિદ્ધ કરી છે - સૂર્ય અને સૂર્યનો પ્રકાશ એક જ છે, તેમ શક્તિ અને શક્તિમાન એક જ છે. જો અભેદ હોય તો શક્તિરૂપ માયા શક્તિમાન ભગવાનને છોડી ક્યાં સ્થિતિ કરે? માયા શક્તિ છે, એવું '**श्रियापुष्ट्या**' એ શ્લોકમાં વર્ણવેલું છે. એમાં '**मायया च निषेवितम्**' માયાથી સેવાયેલું-લખ્યું છે, તેથી માયા શક્તિ છે એવું શાસ્ત્રસિદ્ધ જ છે. માટે જ શ્રીમદાચાર્યચરણોએ **'माया कृष्णस्य'** એ નિબંધમાં આજ્ઞા કરી છે અને આ વાત લક્ષ્યમાં રાખી **'मायया एव'** ભગવાન માયાથી રૂપાન્તર પામ્યા, એમ પણ કહ્યું છે. આવી રીતે માયાનિરૂપણથી જ ભગવાનનો આવિર્ભાવ અહીં નન્દરાયજીએ ઘેર સિદ્ધ થયો; અર્થાત્ નન્દરાયજીને ત્યાં માયાનું નિરૂપણ કર્યું; માયાના પ્રાગટ્યનું વર્ણન કર્યું; આ માયાથી પુરૂષોત્તમ આવરણવાળા થઇ રહ્યું છે; જો આવરણરૂપ માયા પ્રગટે તો આવરણ જેના વગર ન સંભવે તેવા ભગવાન પણ અહીં જ પ્રગટે, એ વાત સિદ્ધ થઇ.

તેથી જ (માયાનું આવરણ હોવાથી) શ્રીઠાકુરજીની જુદી ઉત્પત્તિ થઇ છે, એવું જ્ઞાન કોઇને ન જ થયું. જો ભગવત્પ્રાદુર્ભાવનું જ્ઞાન થયું હોય તો એ ફક્ત વ્રજજનોને થયું હતું; એ કારણથી જ સર્વ વ્રજજનોએ ઉત્સવ કર્યો.

..ક્રમશઃ

# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૭ – જીવનું સ્વરૂપ

હું અનેક થાઉં એમ રમણ કરવાની ઇચ્છા થતાં પોતાનો પૂર્ણ પ્રગટ આનંદ સહેજ ઓછો કરી જીવસ્વરૂપ ગ્રહણ કરી બ્રહ્મ ક્રીડા કરે છે એમ બ્રહ્મવાદનો સિદ્ધાન્ત છે. બ્રહ્મ અવિદ્યાથી જીવરૂપે ભાસે છે એમ બ્રહ્મવાદ સ્વીકારતું નથી.

હું અનેક થાઉં, ઉચ્ચ થાઉં, એવી વીક્ષા-ભાવના-બ્રહ્મે કરી ત્યારે તેની ઇચ્છાથી જ બ્રહ્મમાંથી જ બ્રહ્મભૂત-યોગબળ વડે પ્રગટ નહિ-સાકાર, સૂક્ષ્મ, પરિચ્છિન્ન, ચિત્પ્રધાન, અસંખ્ય અંશો પ્રથમ સૃષ્ટિ સમયે બહાર આવ્યા. જેમ અગ્નિમાંથી તણખા બહાર આવે છે તેમ જ બ્રહ્મમાંથી જીવ બહાર આવે છે. તે સર્વ જીવ સાકાર, ભગવદ્ રૂપ, હોવા છતાં પણ ઉચ્ચ-નીચ ભાવની ઇચ્છાથી બહાર આવ્યા હોઇ નિરાકાર થયા. બ્રહ્મમાં અને જીવમાં જે જે વિરુદ્ધ ગુણો દેખાય છે તેનું કારણ એ છે કે બ્રહ્મનો જે જે ધર્મ તિરોહિત થયો તે તે પ્રમાણે જીવમાં પણ ફેરફાર થતો રહ્યો. આમ બ્રહ્મને સ્વરૂપનો ભોગ અને જીવનો ભોગ સિદ્ધ કરવાની ઇચ્છા થતાં, કૃપા થતાં, આનન્દનો અંશ કંઇક અંશે તિરોહિત થયો.

તેથી બ્રહ્મનો ઐશ્વર્ય વગેરે ધર્મો પણ અદૃશ્ય થયા; અને ઐશ્વર્ય વગેરે જતાં દીનત્વ-પરાધીનત્વ-આવી ગયું. તેવી જ રીતે વીર્યના અદૃશ્ય થવાથી સર્વ દુઃખો સહન કરવાનાં, યશના અદૃશ્ય થવાથી બધઅ જ પ્રકારની હીનતા, શ્રીના અદૃશ્ય થવાથી જન્મ વગેરે બધી જ આપત્તિઓ આવવી, જ્ઞાનના અદૃશ્ય થવાથી દેહ વગેરેમાં અહંકાર બુદ્ધિ તેમજ વિપરીત જ્ઞાન (હિસ્ટીરીઆના અને ફેફસાના રોગીને થાય તેમ), અને વૈરાગ્યના અદૃશ્ય થવાથી વિષય પ્રત્યેની આસક્તિ જીવમાં આવી. પ્રથમ ચાર (ઐશ્વર્ય, વીર્ય, યશ અને શ્રી)ના અદૃશ્ય થવાથી જીવને બંધ થયો અને છેલ્લા બે (જ્ઞાન અને વૈરાગ્ય)ના તિરોધાનથી વિપર્યય-ઉલટભાવ થયો. બંધ જીવસ્વરૂપને જ થયો, બ્રહ્મસ્વરૂપને જરાપણ નહિ.

બ્રહ્મવાદીઓ આત્માનાં ત્રણ લક્ષણ આપે છે : **૧. अनादित्वे सति निर्गुणत्वे सति प्रकृतिनियामकत्वे सति अहंवित्तिवेद्यत्वम्,** જે અનાદિ, નિર્ગુણ, પ્રકૃતિનો નિયામક અને 'હું' એ પ્રકારના જ્ઞાનથી જણાય છે તે આત્મા કહેવાય છે. **૨. स्वयंप्रकाशत्वम्,** જે પોતાની મેળે પ્રકાશે છે અને બીજાના પ્રકાશની અપેક્ષા રાખતો નથી તે આત્મા કહેવાય છે. **૩. विश्वगत गुणदोषसम्बन्धाभावेऽपि सम्यक् संसर्गवत्त्वम्.** જગતમાં આવેલા ગુણ અને દોષનો જેમાં સંબંધ નથી છતાં પણ જે બધાંની સાથે સારી રીતે સંસર્ગમાં આવેલો છે તે આત્મા.

પહેલા લક્ષણનો ઉપયોગ આત્માનો પ્રકૃતિ વગેરેથી ભેદ સિદ્ધ કરવામાં વ્યતિરેક દ્વારા, અભાવાત્મક પ્રયોગ દ્વારા પણ થઅય છે. બીજા લક્ષણની સાર્થકતા આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં છે. ઊંઘમાં બે પ્રકારની ઇન્દ્રિયનો, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો, લય પામે છે. ત્યાર પછી કોઇ કારણથી ઉઠેલા પુરુષને **सुखमहमस्वाप्सम्** હું સુખેથી ઊંઘ્યો એ પ્રમાણે સ્મરણ થાય છે, માટે ઊંઘમાં અનુભવ હોય છે એમ અનુમાન થાય છે. અનુભવ વિના સ્મરણ થઇ શકે નહિ. આ અનુભવ સાક્ષાત્ કે પરંપરાથી વિષયજન્ય નથી, જગતના પદાર્થોથી ઉત્પન્ન થતો નથી. તેમ હોય તો વિષયનો, પદાર્થનો, પણ પ્રકાશ થાય. માટે એવો કોઇ વિલક્ષણ અને નિર્‌વિષયક અનુભવ છે એ નિશ્ચય થાય છે. પદાર્થ અને કાળના ભેદને લીધે જુદાં જુદાં સ્મરણોમાં જે આત્માને અહંતાનું અભિમાન છે તે જ આત્મા ઊંઘમાં અહંતાથી મુક્ત હોવાથી વિષય વિનાનો-પદાર્થ પદાર્થ

વિનાનો-છે, કેવળ અનુભવરૂપ છે. બીજા સમયે, જાગતી અવસ્થામાં, જીવનો પ્રકાશ અસ્પષ્ટ છે, છતાં ઊંઘમાં તે જીવ સ્વયંપ્રકાશ છે.

વળી નિંદ્રામાં **मां स्पृशति** મને સ્પર્શ કરે છે. એમ જ્ઞાન નથી, માટે દેહાધ્યાસ નથી. એ જ પ્રમાણે **संकल्पयामि, पश्यामि, श्वसिमि** હું સંકલ્પ કરૂં છું, હું જોઉં છું, હું શ્વાસ લઉ છું, વગેરે આગળની બીજી ક્રિયાઓ નિંદ્રાથી નથી, માટે મન, ઈન્દ્રિય કે પ્રાણનો અધ્યાસ પણ નથી. **नाहमासम्** હું હતો નહિ. એ પ્રકારે અંત:કરણના અધ્યાસમાં પણ પદાર્થ નથી. એટલે ઊંઘમાં માત્ર નિંદ્રા વિનાનો દૃષ્ટા જ બાકી રહે છે. ઉપર કહ્યું તે સુખી નિંદ્રાનું સ્મરણ કરાવનાર આત્માથી અભિન્ન છે, જુદો નથી. અને આ સિદ્ધ થતાં આત્માનું અસ્તિત્વ વિના કહ્યે જ સિદ્ધ થઇ જાય છે. બૃહદારણ્યક ઉપનિષદ્ ૪.૩.૯. નિદ્રાવસ્થામાં આત્મા પોતે પ્રકાશરૂપ થાય છે, આ શ્રુતિ પણ એવું જ કહે છે. ત્રીજું લક્ષણ મુક્તિને માટે ઉપયોગી છે.



## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

જદુનંદન ભવભયદુ:ખ હરો;

મોહિ દીન જાન કૃપાજું કીજે, અધમ અપનો કરો. ૧

ત્રિવિધતાપ વ્રથા જીય મેરે, ધિક્‌ધિક્ અનલ ઝરો;

નિજશરણબલ શીતલ હોઉં, મમ શિર કમલ ધરો. ૨

જોગજાગ જગતપ નહિં કબહું, નિજ વ્રત કાન્હવરો;

પુરુષોત્તમ પ્રભુપેં યહ માગત, વિનતિ ચિત્ત ધરો. ૩

શ્રીગોકુલનાથકી જય

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Brahman (બ્રહ્મ) as Ananda (Bliss) :-

Brahman's (*sat*) 'being' constituent is manifested in the world, and 'being' has predominance of (*chit*) consciousness in the soul. Brahman has also the *Ananda* attribute, which is neither manifested in the world, nor in the souls in their embodied forms. The *Ananda* or Joy form of Brahman is described Brahma Valli in Taitrie Upanishada. Ther Brahman is first described as Truth, Knowledge and Infinite and afterwards as Joy. This joy form is identified with *Anandmaya* 'consisting of joy' or *Ananda* in the same description. It describes Brahman who is the Supreme God with its four *Vibhutis* forms namely *Annamaya* (physical), *Pranamaya* (Vital), *Mamamaya* (Mental) and *Vignanmaya* (Spiritual). These four are understood by Vallabha as cosmos, human souls, the *Vedas* and *Akshara*. They are known as *Vibhutis*, Shamkara understands these as physical sheets, but Vallabhacharya following Badrayana takes them as the *Vibhutis* of Supreme God.

The Upanishad means to say that the entire world, *Asanya* (Vital breath) the Vedas and even *Aksara* are the *Vibhuties* of God. They possess only limited powers of joy. Even *Akshara*, though the source of the world and the souls, is not perfect in joy. Its joy is only limited. It is the Supreme God who is perfect joy. This supreme God is designated first as Anandmaya and then as Ananda. In the above description Anandmaya stands last. It is superior to the preceeding forms of Anandmaya Pranamaya, Manomaya and Vignanamaya. The Pranamaya is said to be inner spirit of Annamaya, the Manomaya of the Pranamaya, the Vignanamaya of Manomaya and Anandmaya of Vignanamaya. It is further said that Anandamaya pervades these, but there is none other to pervade the Anandmaya, except its own Ananda. It is in them as their inner spirit.

This same Ananda is further described in the same Upanishada as Rasa or Love, figuratively as a bird, with its two wints, right wing as joy of union with God, and left wing as ecstasy due to agonies of seperatoin from God, and its tail as Akshara Brahman. From this account, it is clear that, according to this Upanishada, the highest conception of Brahman is the Ananda or love-form. God as Ananda or joy is called Purushottama or Krishna. The Geeta also mentions Purushottama as the Highest form of God in Ch.15, thouth it is silent there about God's joy-form. Badarayana derives his inspiration for Anandamaya Brahman from the Upanishada and regards it as Highest. Vallabha also accepts this as the Highest form.

Shamkara, however does reject Anandamaya Brahman as highest, though He gives to it a secondary place of Maya (Illusion) conditioned God. But Shamkara's view cannot be accepted because it conflicts with Badarayana's view on the following points. 1) It should be noted that the description of Brahmans in the above Upanishada ends with Anandamaya or Ananda which is the highest form of God. 2) Love is to be experienced by the devotee in two states of love, i.e. the state of Union and the state of separation. In other words, the highest conception of God is





Love. It is superior to Truth and Knowledge-forms of God and this Love form of God when experienced by the seeker of God by the devotion of love, it will enrapture His heart and fill the woul with extreme joy, making him forget the world and find himself in the presence of God, enabling him to participate in His joy by His Grace. This point is illustrated by a metaphorical account of God, as a Swan bird, with Love as its head, emotion of joy as its right wing and excessive ecstasy in separation as the left wing, and Akshara (immutable) Brahman as Its tail or foundation or abode. The Ananda is said to be its soul, From this, it is obvious that the highest form of God according to Taitrie Upanishada is Rasa-Joy. Badarayana supports-this in the Anandamaya Adhikarana in the first pada, After revailing Brahman's character as Being and Consciousness He describes Brahman as Anandamaya or Ananda which is superior to Akshara. He refers to the Objections likely to be raised as under :-

1. In the above Brahmananda Valli, first of all Brahman is described as Anandamaya and then as Ananda. If both these are accepted as expressive of Brahman, then there will be a fault of admitting two Brahmans.

2. The termination maya, affixed to Ananda conveys the sense of modification. In the example, the table made of wood the sense implied is that of modification. But Brahman is not subject to modification. So Anandamaya cannot be Brahman.

3. In the description of Brahman as a Swan bird, Akshara Brahman is said to be a tail. This means that Brahman referred to here, is qualified Brahman but it is not true. Brahman is non-qualified.

4. If maya is used in the sense of Excess it means that Brahman has excess of joy and some portion of misery also.

The above objections are ruled out as under :-

1. The feat of accepting two and Ananda is groundless, because these two words do not mean different Brahmans. They mean one and the same Brahman; because Ananda is not absent from Anandmaya and Anandamaya from Ananda. Both are synonymns - The first describes Brahman adjectively and the second substantively. IT is only a different way of describing the same Brahman.

2. The termination Maya is Anandamaya does not convey the sense of modification. It is not used in the sense of 'Made up of', but it is used in the sense of 'excess of fullness'. Anandamaya Brahman means Brahman who is full of joy or Perfect Joy.

3. Although Brahman is said to be a tail, in the description in the above passage, in which Anandamaya is compared with a swan bird, it does not convey that the description, there, is of Savishesha Qualitied Brahman. This is wrong, Brahman is not NIRVISHESH (non-qualified) according to the Upanishads. One and the same Brahman is both Savishesha and Nirvishesha viewed positively and negatively.

4. The sense of Excess does not convey that Brahman has also misery. Excess means fullness or perfection. Brahman is perfect in Joy. One who is perfect in joy cannot be misery. Thus Badarayana establishes the fact that





Anandamaya is identical with Ananda and these two terms, suggest that God's Highest form is Joy. Vallabhacharya endorses this view of Badarayana. Shamkara, first of all, supports Badarayana's view, but at the close of the Adhikarana, changes his position and holds that the Anandamaya does not correctly describe the nature of Brahman, which according to Him is indeterminate. Anandamaya is applicable only to determinate Brahman which is due to nescience. It is the work of Maya or illusion. This is wrong. To say that the Upanishads teach only indeterminate. Brahman as highest, is misinterpreting them. The Upanishads do not describe the two kinds of Brahman. They describe one Brahman, only which is determinate. Shamkara puts himself in the wrong box, by supposing two Brahmans-one Principal or Indertiminate Brahman and the other secondary or Determinate Brahman due to the impact of Maya.

All other Aacharyas have rejected this theory of Shamkara. The sense of Maya in Anandamaya as fullness doesnot convey modification of the substance. We do not mean by the jar-sky, that the sky in the jar is its modification or when we say that the pot is full of milk, we do not understand that milk is the modification of the pot. In the same way, it is not true to say that the Anandamaya Brahman is a modified Brahman. Ananda-Joy pervades all the forms, animate and inanimatelife and matter. It is inherent in them. The Vedas also point to the Ananda as Highest Bliss. In human souls it is partially experienced by Knowledge and devotion. Akshara is the form of Brahman with limited joy. So it is not the Highest Brahman.

But Brahman as Ananda or Rasa is the Supreme Brahman. The Brahmanand Valli of Taitrie Upanishada refers to the nature of Brahman by distinguishing Akshara from Purushottama. The nature of Brahman is described there as being Truth, Knowledge and Infinite. The knower is to realise Brahman in his heart. The idea of Supreme joy is conveyed by His enjoyment of Brahman or God, who is JOY. So in this description, first word Brahman is used for Akshara Brahman. As it is not the final goal, the seeker of the Supreme God is admonished to realise God in heart through love. Grammatically considered, Anandamaya is not Sakara or qualified Brahman, as understood by Shamkara. Maya no doubt has the sense of modification as in Kashthamaya-made of wood, but in Grutamaya, it means full of Ghee. According to Panini when maya is affixed to a word having more than two vovels, it conveys the sense of excess of fullness. The word Ananmaya, Pranamaya, Manomaya, Vijnanamaya and Anandamaya contain more than two vovels, so it is wront to take Anandamaya in the sense of made of Ananda. It only means that it is full of joy. It is perfect in Joy, without misery.

............to be continued

**** ShriGokulnathki Jai ****

## શ્રીવલ્લભજીનું રૂપ નીરખું (મહાવદાસભાઇ કૃત)

દુર્લભ વલ્લભ કુલ, અમોલ શ્રીવલ્લભરાજ;
અમોલ દ્વિજકુલ મંડન, ખંડન માયા અકાજ. ૧

આવીઆ ભાવીઆ દાસને, રાસ રમાઢવા સાર;
રૂપ અનુપ સોહામણું, ભામલડાં લે વ્રજનાર. ૨

વિમલ કોમલ અંગે, અનંગ રહ્યો અનુકુલ;
ચપલ નયન કમલ, વયણ બોલે અમુલ. ૩

નિર્મલ કોમલ મીઠડી, કોટડીએ સોહે હાર;
કામનું ધામ તે ભાલ, વિશાલ સોહે છે અપાર. ૪

રસ ભરી સુંદરી ચાલે, નિહાલે શ્રીગોકુલનાથ;
પ્રેમનો નેમ નહિ સહે, એ વ્રજવાસીનો સાથ. ૫

હાસ્ય વિલાસસું બોલે છે, ભૂલે ન નારીનો દેહ;
અધર મધુર કામનું, ધામ જાણે છે એહ. ૬

રાસ વિલાસ કરે ને, હરે મન સહુનાં એમ;
એ વર સુંદર પામીએ, જેહ છે પુરણ આસ. ૭

જીવનું જીવન એહ, જેહ છે પુરણ આસ;
આનંદ કંદના સ્વરૂપને, નિરખે એ મહાવદાસ. ૮





# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીપુત્રદા એકાદશી વ્રત